# महाराणा श्री रणमलसिंहजी

## સ્વસ્થાન સાણંદ દરબાર સાહેબનો

## લગ્ન મહોત્સવ.



વિવાહ પ્રસંગમાં સજજનો તરફથી વંચાએલી

## કવિતા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

કૃષ્ણરામ ગણપતરામ ભટ્ટ.

---

અમદાવાદ.

ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

---

સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

# અર્પણ પત્ર.

## વસંતતીલકા છંદ.

છો રાજમાત ભવમાં ભડ ભાગ્યશાળી,
ઉદારતા અધિકતો ઉર આપ ભાળી;
રૂડી રિતે કિધ વિવા પ્રીતથી નિહાળી,
કૂમાર કીર્ત્તિ જગમાં નિવડો યશાળી. ૧

સાણંદપૂર મહિપાળ રૂડા બિરાજે,
ઉત્સાહ લગ્ન વિધિનો મમ પ્રેમ કાજે;
રૂપાળિબા અરપતાં અતિ હર્ષ છાજે,
સ્વીકારશો પ્રિત ધરી શુભ ગ્રંથ આ’જે. ૨

| મુ. સ્વસ્થાન સાણંદ | લી૦ આજ્ઞાંકીત શેવક |
|---|---|
| વૈશાખ શુકલપક્ષ ૯ | પ્રસિધ્ધકર્ત્તા. |

# પ્રસ્તાવના.

ગૂજરાત પ્રાંતના ચારે જીલ્લાઓમાં પ્રથમ પદ્દવી ધરાવનાર સંસ્થાન સાણંદના દરબાર મહારાણા શ્રી રણમલશીંહજી સાહેબનું શૂભ લગ્ન સૌરાષ્ટ્ર પ્રાંતના સંસ્થાન કોટડાસાંગાણીના ઠાકોર સાહેબ મૂળવાજીનાં બેન બાઈ રાજબા સાથે સંવત ૧૯૪૪ ના વૈશાખ સુદ્દ૯ ને રવીવારે થયું, તે પ્રસંગે અખંડ પ્રૌઢ પ્રતાપ રાજમાતા શ્રી રૂપાળીબાએ ભારે ઉત્સાહથી લગ્ન મહોત્સવ કરી અને દેશદેશના રાજાઓને અને પ્રસિદ્ધ—મહાન પુરૂષોને કંકુ પત્રીઓ લખી આમંત્રણ કર્યાં હતાં. જેથી સાણંદમાં વૈશાખ સુદી ૩ થી તે વૈશાખ સુદી ૧૨ સુધી ભારે ધાંમધૂમ થઇ રહી હતી, જે પ્રસંગે કવિશ્વર દલપરામજી સી. આઇ. ઇ. અને કેટલાક સજજનો તરફથી કવિતા વાંચવામાં આવેલી, જેમાંની મળી શકી તેટલીનો સંગ્રહ કરી આ લઘુ પુસ્તકના આકારમાં બહાર પાડવામાં આવ્યો છે. તેમાં દાખલ થએલી કવિતામાં મારા તરફથી કાંઇ ફેરફાર કરતાં જેવી મળેલી તેવીજ દાખલ કરીછે. દાખલ થએલી કવિતા લખનારનાં નામ અનુક્રમણિકાથી જણાશે.

તાબેદાર શેવક.
પ્રસિદ્ધકર્ત્તા.

# અનુક્રમણિકા.

## શ્રી ગણેશાયનમઃ

### મહારાણા શ્રી રણમલસિંહજી બહાદુરનો

# લગ્નમહોત્સવ.

## દોહરા.

ગૌરી નંદન ગણપતિ, વરદાયક વિશ્વેશ;
મંગળ રૂપ મૂષક પતિ, જય જય શ્રી સર્વેશ. ૧
સિદ્ધિ બુદ્ધિ સ્વામિ રૂડા, શંકર સુત વિખ્યાત;
પગરણ શુભ વિશે પ્રથમ, પુજ્ય અને પ્રખ્યાત. ૨
સ્નેહ ધરીને સ્તુતિ સદા, સર્વે કરે ધરી પ્રીત;
નિર્વિઘ્ને સહુ નિપજે, કામ પુર્ણ શુભ રીત. ૩
ગંભીર છોજી જગવદન, ગુણસાગર મહરાજ;
શરણ ચરણ જે આપને, સુધરે સઘળાં કાજ. ૪
આશા ઉર વિશે ધરૂં, કરવા ઉત્તમ કામ;
પુર્ણ કરો પ્રભુ પ્રીતથી, જય જય હે શુભનામ. ૫
સુંદર ગુર્જર ભુમીમાં, સંસ્થાનજ સાણંદ;
ઉત્તમ પુર અવલોકિઉં, પુરણ પરમાનંદ. ૬

ક્ષત્રી કુળમાં શ્રેષ્ટ છે, વંશ વડો વિખ્યાત;
સોળંકી શાખા ઘણી, વિશ્વ વિશે પ્રખ્યાત. ૭
વાઘેલા કુળ વિમળ છે, વસુધામાં વિસ્તાર;
કુંદનમાં માણક મળે, શોભે તેવું સાર. ૮
ભડ ગાદી છે ભાલમાં, રણમલશીંહ નરેશ;
લઘુવયમાં સદગુણ ભર્યા, ગુણ ગ્રાહક અતિ બેશ. ૯
લગ્ન મહોત્સવ રાયનો, મંગળ રૂપ મનાય;
પ્રીત ધરીને વરણવું, આપ કરોજી સહાય. ૧૦
વિમળ મને વાણી ભલી, આપો સુંદર જ્ઞાન;
વર્ણન કરૂં વિસ્તારથી, જય ગણપતિ ગુણવાન. ૧૧
તનયા બ્રહ્મ તણાં રૂડાં, દેવી છો સુખકાર;
શરણ ચરણ છું આપને, વિનવું વારંવાર. ૧૨
શાણાં દેવી સરસ્વતિ, અવિચળ આપો વાણ;
ગાવા ગુણ ગાદીતણા, શુભ સાણંદજ સ્થાન. ૧૩

## હરીગીત છંદ

સંસ્થાન શ્રી સાણંદનું,
ગુર્જર ભુમીમાં સારછે,
સુંદર રસોથી છે ભરેલું,

શ્રેષ્ટ સર્વ પ્રકાર છે;
નિજ સ્થાપનાથી છે ગણેલું,
સ્થાન વાઘેલા તણું;
જગદીશ આપ પ્રતાપ,
રણમલશીંહજી જીવોઘણું. ટેક. ૧
સોળંકિ શાખામાં થયા છે,
ભુપ શ્રેષ્ટ મહારથી;
ભુવડ અને મૂળરાજસમ મેં,
અન્યતો જાણ્યા નથી;
આપ્યાં હજારો ગામ દ્વિજને,
દાનમાં હું તો ભણું; જગદીશ૦ ૨
ભડભીમ કર્ણ થયા ભલા,
સિદ્ધરાજશાણા નિપજ્યા,
વાપિ કુવાસર બાંધીપામ્યા,
વિશ્વમાં વડિ નામના;
રિપુ સર્વ ગર્વ તજાવિ જણવ્યું,
શ્રેષ્ટ રાજ સોહામણું. જગદીશ૦ ૩
વાઘેલ શાખામાં થયાછે,

વિરધવળ શાણા ઘણાઃ
સુંદર જમાવ્યું રાજ પોતે,
વાધિયા યશ તે તણા;
શ્રીધવળપુરમાં સ્થાપ્યું થિરે,
રાજ્યતો રળિઆમણુ; જગદીશ૦ ૪
જય મેળવ્યો ગુર્જર જીતિ,
વળિ અન્ય રાજ્યો મેળવ્યાં;
સમ ચક્ર વૃતિ આપ બનીને,
કષ્ટ રૈયતનાં હર્યાં;
રાખ્યા પટાવત ચૌદ શત તો,
રાજ્ય દિપ્યું તે તણું. જગદીશ૦ ૫
પાટણ વિશે ગાદી કરી,
મહરાજ વીશળ દેવતો;
યજ્ઞો કર્યા ભલિભાત પોતે,
પુણ્ય ધારી પ્રેમતો;
વળિ પુર ડભોઈ દુર્ગ બાંધ્યો,
સર રૂડું સોહામણું; જગદીશ૦ ૬
ગાદિપતી અર્જુન થયા પછી,

ભૂપ સારંગજ હવા;
પાટણ તણે પાટેજ છેલ્લા,
કરણ રાયજ માનવા;
નિજ રાજ્ય લીધું તુર્ક જાતે,
જણ્વ્યું ખુબ શુરાપણું; જગદીશ૦ ૭

## કુંડળીઆ છંદ

ગુર્જર રાજ્ય ગુમાવિને, બારવટાં બહુ કીધ;
પણ પામ્યા ગુર્જર ધરા, કરણ નહી કશી વિધ;
કરણ નહી કશી વિધ, રાજ્ય ગુર્જરનું પામ્યા;
વારસ બીજે સ્થાન, જઇને અતિશે જામ્યા;
વરશંગે સરધાર, રાજ્ય દીપાવ્યું ઉજવળ;
ભિલડી ગઢ સારંગ, વશ્યા ગુમાવી ગુર્જર. ૧
સરધારા વાઘેલછે, વરશંગજીનો વંશ;
ભિલ્લડીઆને જાણવા, ભુપ સારંગજ અંશ;
ભુપ સારંગજ અંશ, વંશ ભિલડીઆ જાણો;
ભિલડી ગઢ પ્રખ્યાત, હતો તે વાર પ્રમાણો;
શાખા વાધી પ્રૌઢ, થયા ભુપતિઓ સારા;
વાઘેલા વિખ્યાત, તણી શાખા સરધારા. ૨

એ કુળે નૃપ નિપજીયા, ધવળ વિશળદે નામ;
નોંધણને વિજપાળતો, સૂરશીંહ યશ ધામ;
સૂરશીંહ યશ ધામ, અજબ ને દેવકરણ છે;
પ્રતાપ માંડણ ભુપ, અને વળિ ધમલ્લ કરણછે;
ગોપાળજી નાયાભાઇ, પછી નોંઘણ મણિ તુલ્યે,
વરસાજી ભિમશીંહ, થયા વાઘેલા કૂળે. ૩

દુદ્ધમલ્લને વિરધવલ, સારંગદેજિ સાર;
માલશીંહજી માનવા, જેશીંહજી સૂખકાર,
જેશીંહજી સુખકાર, સાર જેતોજી જાણો;
ભ્રાત ભલો વિરશીંહજી, પ્રસિદ્ધજ પુરણ માનો;
અહમદશાહ શું યુદ્ધ, કિધું બે ભ્રાતે તુમુલ્લ;
પામ્યા ઉજવળ યશ, ગણાયા જગમાં દુધમલ્લ. ૪

ગાદી કીધ કલોલમાં, વિરશીંહે ધરી પ્રેમ;
સાણદે તો જેતશીંહ, ગાદી સ્થાપી ક્ષેમ;
ગાદી સ્થાપી ક્ષેમ, પછી અનરાજ ગણાયા;
હવા ભુપ જયશીંહ, માલ દે ભલા મનાયા;
મહારાજ સારંગ, થયા પુરા સતવાદી;
મ્લેચ્છો સાથે રાઢ, કરી સાણંદે ગાદી. ૫

સુંદર આજ મહેલતે, તોડયો મ્લેચ્છે સાર;
સારંગે કરી બા'રવટ, મુકાવ્યો અહંકાર;
મુકાવ્યો અહંકાર, સાર તુર્કોનો પોતે;
તુર્કે ખરચી દામ, ફરી બંધાવ્યો છે તે;
ભિમશીંહને ડુંગર, પુત્ર બે હવા ધુરંધર;
ડુંગર દદુકા બાર, દિધાં ગામો છે સુંદર. ૬
શાણા સુત ભિમશીંહના, કર્ણ મેળોજિ નામ;
રાઢ થતાં જુદા વશ્યા, સ્થાપી જુદાં ઠામ;
સ્થાપી જુદાં ઠામ, કરણ સાણંદે બેઠા;
ગાંગડ ગાદી કરી, મેળોજી પુરમાં પેઠા;
કરણ પાટ અર્જુન, ભ્રાત બે રૂડા જાણ્યા;
અગજી નારણનામ, ગણાયા પોતે શાણા. ૭
આમલિઆળા સાથ લૈ, અગજી ગામો સાત;
નારણશીંહજિ ઝાંપતો, વશિયા તે ભલિ ભાત;
વશિયાતે ભલિભાત, ગાદિ ગોપાળજ પામ્યા;
ભ્રાત ઉદેશિંહ પાંચ, ગામ રાશમ જઇ જામ્યા;
ઘેલોજી રૂપાવટિ, વશ્યા બનિ આપ ફટાયા;
પાટ વજેજી પછી, થયા તે આમલિઆળા. ૮

સુત વજેશિંહજી તણા, રાજશંગજી સાર;
ભ્રાત કરમને આપિઆં, સાથવાસણા ચાર;
સાથ વાસણાચાર, સતાભાઇ રડુ આપ્યું;
ગાદી પતિ જગમાલ, કષ્ટ ભ્રાતોનું કાપ્યુ;
ઉતેળિઆ પછી દિધ, ભાવશંગજીને અદભુત;
લોક્ષા આદે દશ, આપિઆં રાજડને સૂત. ૯

ગાદિ કરશન શિંહજી, બેઠા ધરીને વ્હાલ;
ભારોજી ભાઇ દિધાં, મોટી બોરૂ મેટાલ,
મોટી બોરૂ મેટાલ, ગામ સુંદર તો આપ્યાં;
ભુપતિ ભગવતશિંહ, કષ્ટ રૈયતનાં કાપ્યાં;
કશળ ધિંઝડા ભ્રાત, દિધાં ત્રણ ગામો આદિ;
શીમજ હઠિજી સાર, થયા સબળોજી ગાદી. ૧૦

ભ્રાત હતા અરજુનશિંહ, ગાદી પામ્યા સાર,
દામાજીથી રાઢતો, રાખી વરસો બાર;
રાખી વરસો બાર, ખુબ કાયર તો કીધો;
સાચવી સરવે ભાર, દેશમાં ડંકો દીધો;
કિરતી પામ્યા ક્રોડ, વધ્યો યશ અતિ વિખ્યાત;
વાઘેલા કુળ મણી, ગણાયા અરજૂન ભ્રાત. ૧૧

દિધ ગોરજ નથુભાઇને, જેશીંહજી કુંવાર;
અલિઆજીને આપિઉં, લેખંબા ધરિ પ્યાર;
લેખંબા ધરિ પ્યાર, ગાદિ કાયોજી પામ્યા;
પુર્ણ પરાક્રમ કરી, જગતમાં અતિશે જામ્યા;
અપુત્ર સ્વર્ગે જતાં, ગાદી કરશનજી સિદ્ધ;
પામ્યા ઈશિ પ્રતાપ, દાન ઝાઝેરાં દિદ્ધ. ૧૨

કરૂણા નિધી ભુપાળશ્રી, કરશનશિંહજી નામ,
વિશ્વવિશે અતિ નામના, મેળવી મહા સુખધામ;
મેળવી મહાસુખ ધામ, વશ્યા સ્વર્ગે તે શાણા,
ભગવતસિંહજી પાટ, હવા શુરા મહારાણા;
દેવરૂપ મહારાજ, પામિયા પુરણ સિદ્ધી,
સ્વર્ગ વશ્યા મહારાજ, હતા તે કરૂણા નિદ્ધી. ૧૩

શાણા રણમલ્લસિંહજી, છે મહારાજ કૂમાર,
લઘુવયમાં સદ્દગુણ ભર્યા, પેખ્યા અતિ ઉદાર;
પેખ્યા અતિ ઉદાર, વળી વિદ્યાના વ્યસની,
જયજયશ્રી જગદીશ, કરો મહારાણા તનની;
લગ્ન મહોત્સવ પ્રેમ, ધરિ વાર્ણવું મહારાણા,
સદા હજો કલ્યાણ, ભુપ રણમલશિંહ શાણા. ૧૪

માતા રાજ તણાં ભલાં, છે જ્ઞાની ગુણવાન.
શ્રી રૂપાળીબા સદા, પ્રભુ કરો કલ્યાણ;
પ્રભુ કરો કલ્યાણ, રંકનો માળવ પોતે,
ઇશ ભક્તિમાં પ્રેમ, સદા ધર્મી છે તો તે;
પ્રજાતણું અતિ શ્રેય, કરેછે સહુ સુખદાતા;
ઇશ કરો શાન્તીજ, મહારાણાનાં માતા. ૧૫

## શાર્દુલવિક્રિડિત છંદ.

શ્રી ત્રાતા વિભુ આપ પૂર્ણ કરૂણા, પ્રીતે કરો ઇશરે,
સ્વામી શેવક આપને વિનયથી, વંદુ ગુણાધીશરે;
સર્વાત્મા સુખકાર શાંતિસહિતે, પ્રીતીપુરી સ્થાપશો,
માતા રાજરૂપાળીબા સુખિસદા, વિશ્વેશરા રાખશો. ૧
વાઘેલા કુળ વિશ્વમાં વિમળને, ક્ષત્રી વિશે શ્રેષ્ટછે,
કીધું ગુર્જર રાજ્ય ટેક સહિતે, જાણે સહુ જેષ્ટ જે;
શૂરાવંશ વિશે મણિજરૂપછે, રાણી મહા જાણશો,
માતારાજ રૂપાળીબા સુખિસદા, વિશ્વેશરા રાખશો. ૨
જ્ઞાનીને ગુણવંત શુદ્ધમતિનાં, શાણાં સદા સર્વદા;
માનીને અભિમાનીતો નહિ જરા, રૂડી મતીછે સદા,
શ્રીસાણંદની ગાદીનાં સહુ દુખો વિશ્વેશરા કાપશો;

માતારાજ રૂપાળીબા સુખીસદા, વિશ્વેશરા રાખશો. ૩

રિદ્ધીને વળિ સિદ્ધીતો નવનિધી,ભંડારથી આપશો,
પૂરી સર્વ મનોરથો મનતણા, કષ્ટો સહુ કાપશો;
દિર્ઘાયુ અતિશે કરી અવનિમાં,ખ્યાતીજ વિસ્તારશો;
માતારાજરૂપાળીબાસુખીસદા,વિશ્વેશરા રાખશો.૪

છે વૃત્તિજ ઉદાર હર્ષ સહિતે, ભાસે સહુ વિશ્વને;
રંકો કષ્ટ વિદારીને સુખ દિધું, તારા ઘણા ભકતને;
શ્રીસાણંદની ગાદિની અચળતા, સૃષ્ટીવિષેસ્થાપશો,
માતારાજ રૂપાળીબા સુખીસદા,વિશ્વેશરા રાખશો.૫

યાત્રા દેશવિદેશમાં ફરી કિધો, ધારી ઉરે પ્રેમતો,
આંબુને અચળેશ ગોકુળ જઇ, વૃંદાવને ક્ષેમતો;
જોઇછે મથુરાપુરી અવધને, શ્રીપુષ્કરિ જાણશો,
માતારાજ રૂપાળીબા સુખીસદા,વિશ્વેશરા રાખશો.૬

અમ્બાજી સિધપૂર ઉત્તમ સ્થળો,શ્રીનાથજીપ્રીતથી;
આદીઅન્યસ્થળે ફરીખરચીઆં,દ્રવ્યોરૂડી રીતથી.
જૂબીલીશુભ ફંડમાં અતિઘણાં,નાણાં પ્રભુ માનશો,
માતારાજ રૂપાળીબા સુખીસદા,વિશ્વેશરારાખશો.૭

બાળાભેગિ કરી, સહુ નગરની,પ્રીતેભલા ભાવથી,

લેડી રેની મુલાકતે ભરી, દિધાં ઇનામતો લ્હાવથી;
શાણો નારી સમાજમેળવીદિધી,શિક્ષા રૂડીજાણશો,
માતારાજ રૂપાળીબા સુખીસદા,વિશ્વેશરારા ખશો.૮
જુબીલી સમયે મળેલભૂપની,સારી કરી સર્ભરા,
આપ્યું ભોજનસર્વનેભલી વિધેતેડી દિધાસૂળઝરા,
જીણા ચાર નરેશમાં પ્રથમતો પદ્ગી રૂડી ધારશો,
માતારાજરૂપાળીબાસુખીસદા,વિશ્વેશરારાખશો.૯
શ્રી કોલેજની ટીપમાં પ્રથમતો નાણાં દિધાં પ્રીતથી;
સાડાસાતહજાર રોક રૂપિઆ, આપ્યારૂડી રીતથી;
લેડી ડફ્રિન ફંડને પણ દિધું નાણું ઘણું જાણશો,
માતારાજ રૂપાળિબા સુખીસદા, વિશ્વેશરા૦ ૧૦
એઆદી કિધ શ્રેષ્ટઉત્તમ ઘણાં,કામોભલી ભાતથી,
નાણાં લેશ ન ઉર પ્રીયગણિઆં,કિર્ત્તીતણાલ્હાવથી;
આપ્યાઆશ્રય રંકને પ્રિતધરી,ત્રાતા તમેમાપશો,
માતારાજ રૂપાળિબા સુખી સદા વિશ્વેશરા૦ ૧૧
શાણાં મીનળદેવિએ લઘુ વયે *જેશીંહના રાજ્યની;
કિર્તિ દેશ વિદેશ ખુબ જમવી, ક્ષત્રી તણા કાજની;

* સિદ્ધરાજ જયશીંહ.

તેવી શ્રીરણમલસિંહતણી તોખ્યાતિ વધી માનશો;
માતા રૂપાળિબા સુખી સદા વિશ્વેશરા રાખશો.૧૨
પામ્યાંછે પરિપુર્ણતો કુશળતા આચારછે રાજનો;
નિર્ખે સર્વ હિસાબ આપ કરથી, રાજ્યોતણા કાજનો;
વૃત્તિઆપનીભક્તિમાંઅતિઘણી,ભાસેપ્રભુમાનશો;
માતા રાજ રૂપાળિબા સુખી સદા, વિશ્વેશરા૦ ૧૩
વાઘેલાની સુકિર્તિનો મમ કને રૂડો ગણી ગ્રંથને,
પોતે પ્રેમ ધરી સુગ્રંથ સુણીઓ, હર્ષો ધરી ચીતને;
આપોશ્રીજગદીશ્વરા સહુ સુખો,શાંતીસદા સ્થાપશો
માતા રાજ રૂપાળિબા સુખી સદા વિશ્વેશરા૦ ૧૪

## ચોપાઈ.

માતા રાજ વિચારે સાર,
તરૂણ થયા મહારાજ કુમાર;
લગ્ન મહોત્સવ શ્રેષ્ટ પ્રકાર,
કરવો પુર્ણ ધરિને પ્યાર. ૧
તેડાવ્યા મંત્રી ગુણવાન,
ઉમાભાઈ સદગુણ નિધાન;
છે શ્રીમંત અને કુળવાન,

મળ્યું અતિ અધિરાજથી માન. ૨

દેવકરણ ભાઇ તેડ્યા વળી,
ઉર વિશે પામી અતિ રળી;
મંત્રી વાત સુણો મમ ભલી,
માતા રાજ કહે પ્રીત ધરી. ૩

થયા વડા મહરાજ પ્રખ્યાત,
લગ્ન તણી ચલવો શુભ વાત;
પગરણ પ્રેમ ધરિ વિખ્યાત,
કિજે ઉર થઈ રળિઆત. ૪

સોરઠ દેશ પુરજ કોટડા,
સાંગાણી શાખે છે વડા;
ચંદ્ર વંશી જાદવ તે રૂડા,
જાડેજા કુળ ક્ષત્રી શુરા. ૫

મહારાજા તોગાજી તણી,
કુંવરી સમ પારસ છે મણી;
શ્રી બાઇરાજ સુંદરતા ઘણી,
કિધ સગાઇ મહારાણા તણી. ૬

મુળવાજી શાણાછે ઘણા,

પ્રિય બંધુજ કુમારી તણા;
સગા રૂડા બનિઆ આપણા,
શુભ ગુણમાં નવ પેખો મણા. ૭
પ્રવિણ જોશીએ મહુરત સાર,
ખાંડુ ચલવ્યાનું નિરધાર;
દ્વિતિય ચૈત્ર ચતુર્થી સાર,
કૃષ્ણપક્ષ દિધું ધરી પ્યાર. ૮
શુકલપક્ષ વૈશાખ પ્રસિદ્ધ,
મંડપ મહુરત ત્રતિયા સિદ્ધ;
ઉપવિત તો પંચમીનું કિધ,
નવમી દીન પોંખાવું સિદ્ધ. ૯
પ્રીત સહિત શુભ કંકોતરી,
ઉત્તમ સ્થાન લખો આદરી;
ઘણું ઘણું લખજો પ્રીતજ ધરી,
લેવો યશ નાણાં વાપરી. ૧૦
દેશ વીદેશ તણા મહીપાળ,
પત્રી લખી તેડાવો હાલ;
અમપર મેહેર કરીજ ભુપાળ,

પધારશો ધરી પુરણ વ્હાલ. ૧૧
ધર્મ ધુરંધર ધ્રોળ ભુપાળ,
ભ્રાત તનુજ મમ પુર્ણ દયાળ;
સહ કુટુમ્બ પધારે હાલ,
આણી ઉર અતીશય વ્હાલ. ૧૨
ભુપ ગાંગડના છે અમ ભ્રાત,
આત્મ સહોદર તેડો સાથ;
વળી ગાંગડના સહુ ભાયાત,
જરૂર પધારે લખજે વાત. ૧૩
ઉતેળીયાના જે દરબાર,
છે લધુ ભ્રાત અમારા સાર.
મંત્રી સહીત તેડી પરીવાર,
આવે એમ લખો નીરધાર. ૧૪
તેડો ધ્રાંગદરા મહરાજ,
પાલીટાણા સર્વ સમાજ;
ભ્રાત લધુ સદગુણના સાજ,
લખજો પ્રીત ધરીને આજ. ૧૫
જામનગર ભુપને વઢવાણ,

નગર સાયલા ચતુર સુજાણ;
ગાંફ પનાર અને ગુણવાન.
એમ ભાયાતો સરવે સ્થાન. ૧૬
મહાજન રાજ નગરજ તણા,
હર્ષ સહીત તેડાને ઘણા;
નગર શેઠ આવે શી મણા,
તેડા આશ્રીત જે આપણા. ૧૭
ગામ પટલીઆ જે આપણા,
તેડા સહુ અહીં ગામો તણા;
આવે યાચક વિધ વિધ તણા,
વિવા વિશે નવ રાખો મણા. ૧૮
ધાન્ય તણા કોઠારજ ભરો,
જર ખરચે ઊરમાં નવ ડરો;
ખાંડ સરકરા અતિ વાપરો,
ઘ્રત કુપા અતિશે સંઘરો. ૧૯
જેહ પદાર્થો ખપના ગણો,
કરવો સંગ્રહ તે ચિજ તણો;
જરૂર થકી રાખો ચો ઘણો,
યશ વાધે જેથી આપણો. ૨૦
શુભ આજ્ઞા મંત્રીને કરી,

પ્રેમ પુરણ નિજ ચિતમાં ધરી;
કામ વિઘન વિણ બનવા ફરી,
જગદીશની સ્તુતિ આદરી. ૨૧

## ચરણાકુળ છંદ.

શુભ મહુરતથી ખાંડું ચાલ્યું,
સોરઠ કેરે પંથ નિહાળ્યું;
શસ્ત્ર બાણથી શોભા વાળું,
અશ્વ અનુપમ ઉત્તમ ભાળું. ૧
વિજય દેશમાં કરવા કાજે,
ચક્રવૃત્તિ સમ ફોજ બિરાજે;
શુર ધરિ જેમ ગગને ગાજે,
શોભા નૌતમ સુંદર છાજે. ૨
ચાલ્યા સ્વાર ઘણા અલબેલા.
ઘોરી રથ ચાલે બહુ ભેળા;
સાંઢણી સ્વાર દિસેછે છેલા,
પાળા પેખો પ્રેમ મચેલા. ૩
સાંજ પડેજ મુકામ કરેછે;
નૌતમ તંબુ ત્યાંજ ધરેછે;
સુંદર શોભા શ્રેષ્ટ બનેછે,

નગરજ અનુપમ સર્વ લહેછે. ૪
પુર કોટડા પહોચ્યું ક્ષેમે,
વિનય સહિત વધાવ્યું પ્રેમે;
આદરમાન અતિશય પામે,
વિવિધ પ્રકારે રંગો જામે. ૫
મેહેર કરી મુળવા મહરાજે,
વચન વિવેકી મુખથી છાજે;
વાજાં છત્રીશ ઉત્તમ વાજે,
માગણ આશીષ ગગને ગાજે. ૬
એમ ભલી વિધ ખંત ધરીને,
સર્વ તણાં મન લીધ હરીને;
કિધ સરભરા પ્રેમ કરીને,
શુભ વચનો મુખથી ઉચ્ચરીને. ૭
યોગ્ય દિધા શિરપાવ વિચારી,
જેમ ઘટે તેમ હર્ષ વધારી;
નિજ ભગની શાણાં જે ભારી,
વળાવવા કિધ તો તૈયારી. ૮
અશ્વ અનુપમ આપ્યા સારા,
ઘોરી રથ ઉત્તમ સુખકારા;
દાશિ દાસ જે પુરણ પ્યારા,

વસ્ત્ર ગાંઠડા સુંદર સારા. ૯
શ્રેષ્ઠ ઘરેણાં આપ્યાં રાયે,
ગાય મહીશી શ્રેષ્ઠ ગણાયે;
બેશ ક્રીયા વર મુખ ભણાયે,
જયજય કારજ વેણ વદાયે. ૧૦
આશિષ વેણ વદે સહુ ભારી,
શુભ સૌભાગ્ય વધોજ કુમારી;
માન વધો ઉત્તમ સુખકારી,
મનવાંચ્છિત ફળ આપમુરારી.૧૧
પ્રેમ સહિતજ આજ્ઞા માગી,
માત ભ્રાતને પાયે લાગી;
પુર સાણંદ સિધાવ્યાં રાણી,
પ્રેમ અતિશય ઉરમાં આણી. ૧૨
અષ્ટમી દિન ગોરજમાં આવ્યાં,
નિજ પ્રજાએ પ્રેમ વધાવ્યાં;
વધાઇ વેણો ભુપે કહાવ્યાં,
જે વચનો સહુને ઉર ભાવ્યાં.૧૩

## દોહરો.

ખાંડાનું વર્ણન કિધું, ઉરમાં ધરીને પ્યાર;

રચના પુર સાણંદની, વર્ણવું કરી વિસ્તાર.૧

રાગ ઓખાહરણનો.

દિન અક્ષય ત્રતિઆનો ધન,
મંડપ મહુરત આનંદ તન;
વાધ્યો સર્વ મનુષ્યને મન,
જયજય વદે મુખ વચન. ૧
આવ્યા યાચક અગણિત સાર,
હોંશ ધરીને કરે લલકાર;
યશ ધ્વનીના થાય ઉચ્ચાર;
વાધ્યો સર્વ મનુષ્યને પ્યાર. ૨
દ્વિજ ચારણ ભાટ પવિત્ર,
આવ્યા ગાતા મહીપ ચરિત્ર;
ભાંડ ભવાયા આદિ વિચિત્ર,
સર્વ ઉરે અતિશય પ્રીત. ૩
કિર્તી કથનો કથે કવી સાર,
યાચકો કરે જયજય કાર;
નગ્ર ચૌટાંને ચોક બજાર,
ભીડ વાધેછે અપરંપાર. ૪
કિધ મંડપ રચના તો સારી,
મય દાનવની કૃતિહારી;

શ્વેત પડદા ભીંતો પર ભારી,
નભ સમ શોભે મિનાકારી. ૫
શ્વેત પડદા છે ભભકાદાર,
બુટા ભાસે છે નકસીદાર;
શોભે આકાશ તારા પ્રકાર,
વાધે હર્ષ વિલોકે અપાર. ૬
છત કારીગરી શ્રેષ્ટ કિધી,
માંહી સુંદર નકશીજ દિધી;
વાસ વસે ત્યાં અષ્ટમા સિદ્ધી,
આપો જગદીશ્વર નવ નિદ્ધી. ૭
કાચ કેરાં જડેલછે ઝાડ,
રંગ બે રંગી ઉત્તમ સાર;
પ્યાલા દિપક કાચ અપાર,
થાય ઉજ્વળતા સુખકાર. ૮
જડી હાંડીઓ અતિ સુંદર,
શોભે રંગ બે રંગી ઝુમ્મર;
સુંદર તખ્તા ભિતે છે નૌતમ,
થઇ મંડપ રચનાછે રમ્ય. ૯
શીળો સુગંધીદાર પવન,
આવે સર્વ સભાને વદન;

યંત્ર પેખ્યો બીજે નહી અન્ય,
થઈ કારીગરીછે ધન્ય. ૧૦
ગાદી તકીઆ તો ઉત્તમ સાર,
ગોઠવેલ છે હારો હાર;
ગ્રહી જેષ્ટીકાને છડીદાર,
ઉભા કૃત્તિમ ભભકાદાર. ૧૧
બાંધી ચંદની સુંદર બ્હાર,
પેખ્યો તેનો અતિવિસ્તાર;
કારીગરી છે ઉત્તમ પ્રકાર,
બની નૌતમ રચના છે સાર. ૧૨

કટાવ (અમૃત ધ્વનિ છંદ)

બન્યો સુંદર મંડપ ભારી,
મય દાનવની કૃતિ હારી;
કિધ અદ્‌ભુત કામ સુધારી,
થઇ મંડપ શોભા સારી.
શોભા સારી, થઇ છે ભારી,
જન સુખકારી, લાગે પ્યારી,
ખરી સુધારી, હોંશ વધારી,
જઉં બલિહારી, મુખ ઉચ્ચારી,
સરસ્વતિહારી, ઉર વિચારી,

કરે બિચારી શ્રમ અતિ જારી,
અમૃતવારી, સમ લલકારી,
મનહર બારી, અને અટારી,
જોઇ મન રાચે, અમરો જાચે,
વસવા સાચે, કિન્નર નાચે,
શાન્તી વધવા, મંડપ વસવા,
કિર્તી કથવા, આવે મઘવા,
સ્વર્ગ વખોડી, વળી તરછોડી,
અમરની જોડી, નાખી છોડી,
ઝાઝા શાણા, રાજારાણા,
ગુણી ગણાણા, જગ વખણાણા,
આવે આજે, સહુ સુખ કાજે,
વાજાં વાજે, મંડપ રાજે,
ખુબ બિરાજે, ગગને ગાજે,
કિરતી છાજે, હર્ષ નિવાજે,
ઉત્તર દ્વારે, સહુ સુખ કારે,
ચંદની ભારે, ચોક પસારે,
સુંદર સારે, બાંધી બારે,
હર્ષ વધારે, ઠંડક ધારે,
આપ નિહાળો, મંડપ ભાળો,

છેજ રૂપાળો, શોભા વાળો,
હાંડી તખતા, ઝુમ્મર પખતા,
ચાલે નકતા, બેઠા વખ્તા,
ધર્મ ધુરંધર, પુરા સ્વતંતર,
ધંતર મંતર, વાળા અંતર,
નવ કંદો ડરતા, આવે ભણતા,
આશિષ વદતા, જયજયકારી;
બન્યો સુંદર મંડપ ભારી,
મયદાનવની કૃતી હારી. ૧

છપ્પા.

શુક્લપક્ષ વૈશાખ, દિન પંચમીનો સારો,
ઉપવિતનો સંસ્કાર, હવો ભુપને સુખકારો,
વિપ્ર ક્ષત્રીને વૈસ્ય, ખરા ઉપવિત હકદારો,
ધારે છે નિજ અંગ, ગણીને પૂરણ પ્યારો,
પણ અર્વાચિનના સમયમાં,ક્ષત્રી વૈસ્યનથી રાખતા;
શુભલગ્ન પ્રસંગે વિધિએ, ધારીપછીથી તાજતા. ૧
એ રીતે સંસ્કાર, કિધો છે પુરણ પ્રીતે,
રાજમાત ધરી હર્ષ, નિહાળે રૂડી રીતે;
નગર તણી શોભાય, બને છે નૌતમ નિત્યે;
વર્ણવી કદી નવ જાય, ગાય કવિ ઉત્તમ ગીતે;

શુભ ધ્વજા પતાકા ફરફરે, કોટ કાંગરાપર વળી,
અતિવરવરહોંશાવિવાતણી,દિપોત્સવીથી શતઘણી
સૂંદરતામાં શ્રેષ્ટ, મહેલ ઉત્તમ છે ભારી;
સુંદર કાઢિ ચિત્ર, દિપાવી શોભા સારી;
છજાં જરૂખા ગોખ, અને વળિ નૌતમ બારી;
ચિત્રોથી ભરપૂર, ભલી ભાસેજ અટારી;
છે દોઢી દરવાજા રૂડા, શોભે સુંદર શ્રેષ્ટ તો;
ધનધન સાણંદ સુ ભૂપતી, વાઘેલામાં જેષ્ટ તો. ૩
શોભા બની છે પુર, નુર સહુ મૂખ જણાએ;
હર્ષ ધરી સહુ પ્રજા, મજામાં ગર્ક ગણાએ;
વધી નગરમાં ભીડ, મનુષ્યો તણીજ અતિશે;
હયરથ દોડે અતી, ઘણા શુર શોભિત દિસે;
વળિ ધોરી રથ ઉત્તમ ઘણા, ચાલે સુંદર ચાલથી:
ધન ધન સાણંદમહીપતી દિર્ઘાયુ રહો વ્હાલથી. ૪
પુર્ણ ધરીને પ્રેમ, રૂડા રાજા વળિ રાણા;
શાહુકારને સેઠ, ઘણા મુત્સદીજ જાણ્યા;
આવ્યા ધરિને હર્ષ, ઘણા તો હોદ્દેદારો;
દ્વીજ ક્ષત્રીને બીજા, ભાટ ચારણ તો ધારો;
વળી ભાંડ ભવાયા મિરને,અન્ય જાત માગણ તણી,

બહુ આવીછે નિજનગરમાં, વાઘેલાનૃપ કુળમણી. ૫

કલાવંતની નાચ, નિત્ય નૌતમ તો થાએ;
વિવિધ પ્રકારે સર્વ, કળાઓ શ્રેષ્ટ જણાએ;
સારંગીજ સતાર, રૂડેરા નાદજ થાવે;
હરષિત બનિને અંગ, રંગ તો ખૂબ જમાવે;
મનરંજન સભા કિધેલ સહુ, અતિ આનંદજ ઉરમાં;
ધન ભૂપતિ રણમલ શિંહજી, આપ રહો સુખપૂરમાં. ૬

ટકોરખાનું સાર, તહાં ચોઘડિઆં વાગે;
વાજાં છત્રીશ ચાર, સુણીને શાન્તી લાગે;
આનંદ ઓચ્છવ ઉર, ઉદાશી ત્યાંથી ભાગે;
થાય સુખી ભરપૂર, પ્રભુની આશીષ માગે;
મહરાજ શ્રી રણમલશીંહજી, દિર્ઘાયુ બનશો સદા;
ધન ધાન્ય તણી વૃધિ થજો, આપે આશીષ સર્વદા. ૭

ચંદ્રવંશી વિખ્યાત, કુળ જાડેજા જાણું;
યદુવંશી સુખકાર, સાર નૃપ શું જ વખાણું;
ધ્રોળ નગર મહરાજ, પુર સાણંદ પધાર્યા;
હર્ષ ધરી નિજ મન, પ્રજાએ પ્રેમ વધાવ્યા;
મહારાજા શ્રી હરીશીંગજી, ધન્યધન્ય ધ્રોળજધણી,
ખુદ આપ પધારે સર્વને, વાધી ઉર ખુશી ઘણી. ૮

હરિશીંહજી સાથ, કુમારો બંને આવ્યા;

દોલત શીંહજી જેષ્ટ, ભલા સહુને મન ભાવ્યા;
સામતશીંહજી સાથ. મંત્રી વજુભાઇ તો રાચે.
સર્વ કુટુમ્બ સમાજ,જોઇ પ્રભુ આશીષ યાચે;
શ્રી ધ્રોળનગર મહરાજને, સહકુટુમ્બ સુખ આપશો,
જગદીશ્વર પુર્ણ કૃપા કરી, કષ્ટ ભયાદિક કાપશો.
પીયર પનોતું પુર્ણ, રાજ માતાનું ભાળો;
નૌતમ નગરજ ધ્રોળ, દેશ સૌરાષ્ટ્ર નિહાળો;
જાડેજા કુળ સાર, પ્રસિદ્ધજ પુરણ માનો;
વીર હતા ગંભીર, બહાદુર બાંકા જાણો;
શૂરવિરશ્રી કેશરીશીંહજી,કિર્ત્તિઅવિચળ પામિયા;
પંડિત કવિના પારખુ, સ્વર્ગ પધાર્યા રાજીઆ. ૧૦
ધન્ય કુળ વાઘેલ, શાખ સરધારા સારી;
ઊતેળિયા દરબાર, વધી કિર્તી છે ભારી;
સુરશીંહજી સાર, પધાર્યા પુરણ પ્રીતે;
મેઘાભાઇ ગુણવાન, મંત્રી સાથે શુભ રીતે;
અતિ દિર્ઘાયુ પ્રભુજી કરી, સુખ સદાતો આપશો,
જગત્રાતા પુર્ણ કૃપા કરી, કષ્ટ ભયાદીક કાપશો,૧૧
સૂર્ય વંશ વિખ્યાત, શાખ ગોહેલની જાણું;
પાલીટાણા પૂર, પ્રસિદ્ધ જગ માંહી ગણાણું;
છે શેત્રુંજય સમીપ, નગર નૌતમ તો ભારી;

શ્રી માનશીંહજી ભૂપ, કિર્ત્તી ઉજ્વળ છે સારી;
લઘુવીર છે સામત શીંહજી, સદ્‌ગુણ સાગર નામના;
નિજ મંત્રી મોકલ્યા પ્રીતથી, બે ભ્રાતે તો કામના.૧૨

પાલીટાણા ભ્રાત, ખ્યાત ઉત્તમ છે ભારી:
સરદાર શિંહજી સાર, ઘણી ઉત્તમતા ધારી;
પ્રીત ધરીને આપ, પધાર્યા લગ્ન પ્રસંગે;
જામનગર મહારાજ, મંત્રી પ્રેર્યોજ ઉમંગે;
મહારાજા શ્રી વિભાજીએ, આદર ઉરમાં આણીને;
નિજમંત્રીપાઠવિયારૂડા, સ્થળસાણંદવખાણીને-૧૩

નગર સાયલા ભૂપ, પ્રેમ ધારીને આપે;
મંત્રી મોકલ્યા સાર, ચાહીને પૂર્ણ પ્રતાપે;
ગાંફ તણા દરબાર, મંત્રી મોકલીયા ધારી;
પનારના ઠાકોર, પધાર્યા પ્રીત વધારી;
ભાવનગર પુરના અતિંત, આવ્યાશુભ શ્રીમંતતો;
મહરાજ સવાઈગિરજી કુંવર,મહરાજગરજી અત્ર તો.

નૌતમ નગર રસાળ હાલ ધ્રાંગધરા ભારી,
ઝાલા કુળ મહરાજ અતિશય કિર્ત્તી સારી;
પામ્યા ક્ષત્રી માંહી, પુરી પ્રખ્યાતી પોતે;
પ્રેર્યો નીજ પ્રધાન, હર્ષ આણીને તો તે;
વળિશુભવઢવાણઅધીશતોચાહીઅનેશુભચિત્તથી

નિજ મંત્રી મોકલીયા રૂડા, પોતેઅતિશય પ્રીતથી.
રાજનગર મહાજન, પધાર્યા હર્ષ સહીતે;
નગર શેઠજી આપ, મયાભાઇ પુરણ પ્રીતે;
શેઠ મણીભાઇ સાથ, શેઠ જેશંગભઇ છે.
મગનભાઇ ગુણવાન, ભલા મુળચંદભાઇ છે;
વળી મગનભાઈની ગાદીના, વારસ સારાભાઇ જે,
ભ્રાતચીમનભાઇઆવિયા,ચિત્તવિશેશુભચાહીને;
મનસુખભાઇના ભ્રાત, પધાર્યા જમનાભાઈ;
ઝવેરી દોલતચંદ, સુત છે વાડીભાઇ;
તારાભાઇ નિજ ભ્રાત, સાથ શાણાછે આવ્યા;
આદિ શેઠો અન્ય, ભલા ભુપને મન ભાવ્યા;
વળિ શાણા શ્રી વૃજરાયજી,સંધી વિગ્રહક આવિયા
શોભા વધી પુર સામટી, અતિશય રાજી જાણિયા;
સાહેબ શ્રી સરદાર, કલેકટર જીલ્લા કેરા;
ડિસ્ટ્રિક ડિપ્યુટી સાર, ગુણી છે આપ ઘણેરા;
એદલજી સાહેબ, દયાળુ દિલના ભારી;
હર્ષ આણી નિજ મન, પધાર્યા પ્રેમ વધારી;
ઇન્સ્પેકટર સહુ પોલિસના, ગ્રે સાહેબ આવ્યા ભલે
વળિ શોભા શ્રી દરબારની, વાધી ઉત્તમ આ સ્થળે.
નવનિધરાયજી સાર, અધિકારી આ પૂરના,

ગુણી મામલતદાર, દયાળુ અતિ છે ઉરના,
લાલા ચત્રુભુજ, પધાર્યા હર્ષ સહિતે;
બિજા હોદ્દેદાર, આવિયા પુરણ પ્રીતે;
ધન્ય સાણંદ સુભુપતિ, કિર્ત્તી અવિચળ આપશે;
જગદીશ્વર પુર્ણ કૃપા કરી સૂખ અતિશય સ્થાપશે.

## વસંતતીલકા છંદ.

મોટા મહિપ મળિઆ અતિ હોંશ ધારી;
રૂડા સચીવ તન ઉત્તમતા વધારી;
શોભા અધિક શુભ મંડપની સુધારી;
પેખી થયા સહુ ખુશી જગ સુખકારી. ૧
સાણંદ ગાદિ જગમાં ચઢતી ગણીને;
ભારી વિવેક ધરી નૌતમ તો બનીને;
આવ્યા મહાન જન નૌતમતા ધરીને;
વિદ્યા વિલાસ વધવા શુભ આદરીને. ૨
કિર્ત્તી કથા મહિપની અતિશે ગવાયે;
આનંદ ઉર જનને અતિશેજ થાયે;
સાણંદ પૂર મહી સુંદરતા જણાયે;
લીલા લહેર જનના મુખથી ભણાયે. ૩
આશીષ વેણ મુખ યાચક તો વદે છે;

ઝાઝી સુકિર્ત્તી વળિ માગણ તો ભણે છે;
મેળાપ ભૂપ કરવા સહુ તો ચહે છે;
સાણંદ ભૂપ સુખ તો વધશો કહે છે ૪

## ભુજંગી છંદ.

ચતુર્થી દિને માત વિચાર કીધો;
ફુલેકા તણો સર્વ સાહીત્ય દીધો;
રૂડી સ્વારી ભારી કરાવી ચહીને;
કહું શું કથા જીભ એકે કરીને ૧
મળ્યા સ્વાર પાળા ઘણા તો ખુંખારી;
મળ્યા પૂર લોકો અતિ હોંશ ધારી;
મળ્યા યાચકો તો કથે કીર્ત્તિ સારી;
મળ્યા શેઠ શાણા ભલા હીતકારી ૨
મગાવ્યાંજ વાજાં ભલાં સૂખકારી;
રૂડી ચાર જોડી ઉરે તો વિચારી;
ઘણા તાયફા આવિયા પ્રીત ધારી;
વદે મૂખથી તો સહુ લાભકારી. ૩
ચઢાવ્યું ફુલેકું પ્રીતે રાજમાતા;
ઘણા યાચકો રાજનો ઠાઠ ગાતા;
રૂડા તાયફા પાટ પેં નાચતાતા;

રૂડા રાવ રાણા બિરાજ્યા જણાતા. ૪
રૂડાં વાજતાં સર્વ વાજાં અગાડી;
રથો ગાડિઓ દોડતી તો જણાતી;
ઘણા સ્વારની ભીડ ભારે ભણાતી;
ખુશી ખુશી ઝાઝી પ્રજા પૂર થાતી. ૫
બનાવી ભલી વાડી દીસે રૂપાળી;
ઘણી શ્રેષ્ટ કારીગરી છે નિહાળી;
ફુલો કૃત્રિમો તો ખરાં પેઠ ભાળી;
વિલોકે વધે પ્રીત ભારે યશાળી. ૬
ફરી પૂર પાછી મુકામે સવારી,
પધારે ઉરે તો ધરી પ્રીત ભારી;
અતિ આપ આનંદ ભૂપાળ ધારી;
સદા મોજ માણે વધે કિર્તી સારી. ૭
બિજે દી ફુલેકું રૂડું ઘોળ કેરૂં;
મહારાજ શાણે દિધું છે રૂડેરૂં;
ગણી દામ દિધા ખરી કિર્તી વારૂં;
અતિ નામના ભૂપને આપનારૂં. ૮
ઉતેળ્યાથી ત્રિજું ફુલેકું જ આપ્યું;
ખરી પ્રીત વારી ભલું હેત સ્થાપ્યું
રૂડી સર્વ શોભા વધી ફુંજ વારૂં;

ગુણી શુર સિંહે દિધું માન સારૂં. ૯
રૂડી સાતમે રાજમાતા વિચારી;
ચઢાવ્યા ફુલેકે મહારાજ ધારી;
વધી કીર્ત્તી છે વિશ્વમાં તેજ સારી;
વદે આશિષો યાચકો તેજ ભારી. ૧૦

## રાગ ઓખાહરણનો.

આવ્યું ખાંડું ધરી પુર હામ,
અષ્ટમી દિન ગોરજ ગામ;
પધાર્યા ભૂપ તેડવા સામા,
લાવ્યા તેડી પ્રીતે ગજ ગામા. ૧
આપ્યા ગેબ પુરામાં ઉતારા,
તેજા ભાઇ ચહુઆણ છે સારા;
ક્ષત્રી શુર સજાભાઇ સુત,
પુંખાયા ત્યાં સાણંદ ભુપત્ત. ૨
કિધ સામૈયું સુંદર સાર,
પધાર્યા નૃપ બનીને ઉદાર;
વાજાં વાજે ભલી વિધ ત્યાંહે;
નાચે વારાંગના સભા માંહે. ૩
આવ્યા હય રથ ને ઘોરી રથ,
સ્વાર પાળા મહા સમરથ;

દારૂખાનું ધરીને ઉલટ,
ઉડાવ્યું પૂરમાં અતિ ઝટ. ૪
પ્રીતે મંગળ વરત્યાં ચાર,
થયો પુરમાં તો જયજયકાર;
જોડું નૌતમ બનીઉં છે સાર,
કરો રક્ષણુ જગદા ધાર. ૫

## ભુજંગી છંદ.

હતા આવિયા ચારણો જેટલા તો;
તુરીભાટ ભાંડો ભવાયા ભલા તો;
મિરાશી અતીને બિજા યાચકો તો.
ભલી વીધ પ્રેમે રૂડો તાગ દીધો. ૧
દિધા બે રૂપૈયા પ્રતી આદમીને;
લિધા બાર શ'સ્ત્રે ઉરે તો ચહીને;
દિધો રાજમાતા ભલો તાગ સ્નેહે;
રૂડા ધ્રોળ ભૂપે રહીને સમીપે. ૨
હતા શૂભ શાણા કવિઓ અતીશે;
દિધી શીખ સારી ભલી ભાત દીસે;
દિધા હાર સોના તણા તો દિસે છે;
વિટીં વેઢ રૂડા ઘણાતો દિપે છે. ૩
ભલી પાઘ ભારી વળી શુભ શેલાં;

દિધાં સૂકવીને પ્રિતીથીજ પે'લાં;
ઘણા ઘોડલા રાજમાતાજી આપે;
સહુ મૂખમાં હર્ષ તો ખૂબ વ્યાપે. ૪

## મનહર છંદ

નર હોય શુરવીર, તો તો પ્રેમ ધરી ધીર;
ઉલટથી ઘણી ભીડ, હોય તે હઠાવે છે,
કાયર પુરૂષ જેહ, ભયથી ડરે છે તેહ;
બની નીજ દુખી દેહ, કષ્ટ ન છોડાવે છે,
રાજમાતા નારી રૂપ, બહાદુર સમ ભૂપ·
રહે નહી કદી ચુપ, કદી કો ડરાવે છે,
સહસ્ત્ર પુરૂષ વીર, થકી રાજમાતા ધીર;
રૂપાળી બા શુરવીર, વિશ્વ વિશે કા'વે છે. ૧
સુંદર છે ગુજરાત, દેશ રૂડો ભલી ભાત,
સૌરાષ્ટ્રની તેમાં ખ્યાત, અતિ વખણાણી છે;
ચંદ્રવંશી ભૂપ સાર, યદુકુળ અવતાર,
જાડેજા શાખા ઉદાર, જગતમાં જાણીછે.
કચ્છથી નગર જામ, પછી ગોંડળને ઠામ,
વસ્યા મહા ગુણ ગ્રામ, ધન્ય શુભ વાણી છે;
ધન્ય ધન્ય દીન આજ, સુખમાં રહો સમાજ,
મુળવાજી મહારાજ, કોટડા સાંગાણી છે.

ઉર પ્રેમ ધરી આપ, પામી પુરણ પ્રતાપ,
સાણંદની શ્રેષ્ટ છાપ, ક્ષત્રી માંહી જાણી છે;
કિધ શુભ વેવીશાળ, આણી અંતરમાં વ્હાલ,
બની શુર તતકાળ, પ્રીત ઉર આણી છે.
નિજ બેન ગુણનીધી, દિધાં ધરી શુદ્ધ બુદ્ધી,
આનંદની સરીતાતો, ઉર ઉભરાણી છે;
રણમલશીંહ સાર, ભાલ ભુપતી ઉદાર,
થાઓ જયજયકાર આશીષની વાણી છે. ૩
મંત્રી મંડળ તો ખાસ, ગુણીઅલ નીજ પાસ,
ઉર ધરેછે વિશ્વાસ, નિત્ય એ સમાજના;
ઉમાભાઇ શેઠ સાર, ધર્મરૂપ અવતાર,
રંકતણી કરે વ્હાર, સ્થંભ છે એ રાજના;
ભડ શેઠ ઉમાભાઇ, રાખે સહુ શુંભલાઈ,
અનુભવી સુખદાઇ, સહુ રાજકાજના.
વિધાના વિલાશી એહ, નિતિ રીતિ જાણે સ્નેહ,
મંત્રી પદ યોગ્ય તેહ, સાણંદના રાજ્યના. ૪
દેવકર્ણ ભાઇ પ્રીત, ધારી સહુ તણું હીત,
ચાહે ઉરમાં ખચીત, સહુ સુખદાઇ છે;
પ્રકરતી રાખી શાન્ત, સુણે સહુ તે વૃતાંત,
ઉર નેવ ધરે ભ્રાન્ત, એવી તો ભલાઇ છે.

સદા ધરીને ઉલ્લાસ, કરે સહુ કામ ખાસ,
હોય કદી ન નિરાશ, વળી ન બડાઇ છે;
ધન્ય શેઠ સુખકાર, પ્રભુ કરો જયકાર;
આશીષ મારીજ સાર, દેવ કર્ણ ભાઇ છે. ૫
સુજ્ઞ શિરોમણી સાર, વિવેકી વડા ઉદાર,
રાજાભાઇ કામદાર, પુર્ણ ગુણવાન છે;
સુશીળ ને ક્ષમાવાન, ધારે નહીં અભીમાન,
ઇશ ભકિત વિશે તાન, રાખે નિત્ય ધ્યાન છે.
ગંભીર વદન અમાપ, નવ ધરે પરિતાપ,
આનંદ ઉરે આપ, સહુપર પ્યાર છે;
રક્ષણ શ્રી જગદીશ, મારી સુણીને આશીષ,
પુર્ણ કરો નામું શીશ, સુજ્ઞ કામદાર છે. ૬

## દોહરા.

શ્રી સાણંદ મહાજને, આણી ઉરમાં પ્યાર;
શ્રમ કિધો વીવા વિશે, યશ મેળવિયો સાર. ૧
યાચક બાર સહસ્ત્રને, બીજું બાર સહસ્ત્ર;
જોવા જન વિવા મળ્યું, પુર્ણ ખુશીથી અત્ર. ૨
સહુ સંતોષ્યું મહિપતી, નવ રાખી કચ્ચાશ;
વિનય સહીત વળાવીઉં, પણ નવ દિધો ત્રાસ. ૩
રાજ્ય સ્થાનમાં અતિ વીવા, પ્રતિ વર્ષે શુભ થાય;

પણ સાણંદ વિવા તણો, જોટો નહીંજ જણાય. ૪
જોડ લાખ તો વાપર્યા, પુરા રૂપૈયા રોક;
જય જય જય થઇ વિશ્વમાં, પુણ્ય વખાણે લોક. ૫
આશીષ મુખ વદે સહુ, અવીચળ જોડુ રાય;
વિશ્વ વિશે રહો સર્વદા, જયજયકાર ભણાય. ૬
સંવત ઓગણી શત અને, ચુંવાળીશ નીરધાર;
શુકલપક્ષ વૈશાખની, નવમીને રવીવાર. ૭
મહારાણાના લગ્નનો, ઉત્સવ કથીઓ સાર;
વિશ્વેશ્વર રક્ષણ કરી, કરશો જયજયકાર. ૮
સર્વ સભા સુખમાં રહો, સુખમાં રહો સમાજ;
ઇશ કૃપાથી અવનીમાં, જય પામો મહારાજ. ૯
સર્વ કવીનો દાસ હું, કૃષ્ણરામ છું નામ;
પ્રણમી વિનવું પ્રીતથી, મમ ગુરૂ દલપતરામ. ૧૦
દોશ કોષ જોશો નહી, ક્ષમા ચાહું છું સાર;
રણમલશીંહ મહારાજનો, થાઓ જયજયકાર. ૧૧

કવિશ્વર દલપતરામની કવિતા.

## રાગ ધોળ.

કુંદનપુર વીવા રચ્યો, ભૂપતી ભીમકરાય એ રાગ.

પ્રણમું પ્રથમ ગૌરીપુત્રને, પહેલો પગરણમાં જે
પુજાય.

જેની કૃપાથી જનતણા,સર્વે સુફળ મનોરથ થાય. ૧
સમરૂ સદા દેવી સારદા, વસો આવી વદનમાં વાસ.
દીન દયાળી દયા કરો,થાય પરમ બુદ્ધિનો પ્રકાશ.૨
સાણંદ શેહેર શોહામણું, રૂડા રણમલ શીંહજીરાય,
વિવાહ તેનો વર્ણવું, સુણી સજજન રાજી થાય. ૩
સંવત ઓગણીસે અને,વર્ષ છવીશામું વખણાય,
પોષ સુદી ચોખી તેરશે,જેનો જન્મ થયો જગમાંય૪
વાઘેલ વંશ શીરોમણી,ભલા ભગવતશીંહ ભુપાળ
કુળદીપક તેના થયા,સિંહ રણમલ બુદ્ધિ વિશાળ. ૫
દેશી તથા અંગ્રેજીનો, ભલી ભાતે કર્યો અભ્યાસ;
શિક્ષક સારા ભાઇ છે, રહે પ્રીતે સદાનીજ પાસ. ૬
ઊમર વર્ષ અઢારની, જ્યારે થઇ કુંવરની જરૂર,
માતા રૂપાળી બાઇએ,વીવા કરવા વિચાર્યું ઉર. ૭

## રાગ બીજો.

મારીસાર લેજો અવિનાશીરે એ રાગ.

રૂદે ધારે રૂપાળીબા માયરે,
કરવો કુંવરતણો વીવાયરે;
ગુણવંતું છે કોટડા ગામરે,
જદુવંશી તોગાજી નામરે. ૧
તેના કુળમાં છે કન્યા કુંવારીરે,

રૂપે રંગેને સદગુણે સારીરે;
શુભ જાણીને સગપણ કિધુંરે,
સારે મુહુરતે શ્રીફળ લીધુરે. ૨
જોશી પાસે લગન જોવરાવ્યું રે,
એતો વૈશાખ સુદી નોમે આવ્યું રે;
ચોખી ચુંવાળીસા તણી સાલરે,
માંડયો વિવા રૂદે ધરી વાલરે. ૩
ઉમાભાઇ ભલા કારભારીરે,
દેવ કરણ મેહેતા અધીકારી રે;
કહે તેને રૂપાળીબા માયરે,
કરવો કુંવરનો સરસ વિવાયરે. ૪
આજ ધન્ય ઘડી ધન્ય દહાડો રે,
પ્રભુએ રૂડો દિવસ દેખાડયો રે;
પરણે પુત્ર મારો સાક્ષાત રે,
એતે સ્વપ્નું કે સાચી વાત રે; ૫
કોડે કુંવરને હું પરણાવું રે,
વિવા વિશ્વ વિશે વખણાવું રે.
જર ખરચતાં જરીએ ન ડરવું રે,
કામ સર્વથી ઉત્તમ કરવું રે. ૬
કંકોતરીઓ લખી મોકલાવો રે,

સગાં સ્નેહી સાજનને તેડાવો રે;
ધ્રોળમાં છે ધુરંધર રાયરે,
લખો તરત કંકોતરી ત્યાંય રે; ૭
મામાના સુત શ્રી હરીશંગરે,
તેઓ આવે ત્યારે રહે રંગ રે;
લખો ઉતેળીઆના અધીશરે,
સુર શંગજી નામ મહીશ રે. ૮
તેના મંત્રી છે મેઘાભાઇ રે,
સાથે આવે તો શોભા સવાઇ રે;

## રાગ ત્રીજો.

લઇને કાગળ વીપ્ર સધાવ્યો. એ રાગ
ઝાલાવાડને હાલાર કેરા,
ગુજરાતના ભૂપ ઘણેરા;
લખો સર્વેનાં નામ સંભારી,
રખે મેલતા કોઇને વિસારી. ૧
અમદાવાદના શાહુકાર,
જેનાં નામ પ્રખ્યાત અપાર;
સહુને કુટુંબ સહીત તેડાવો,
સારા સારા ઉતારા અપાવો. ૨
કવીરાજ છે દલપતરામ,

જેનો રાજનગરમાં મુકામ;
લખો કંકોતરી રૂડી રીત,
તેને તેડાવો કુંટુંબ સહીત. ૩
તેઓ વર્ણવે વીવાની વાત,
થાય વિશ્વ વિશે વિખ્યાત;
રૂડો મંડપ મોટો રચાવો,
જે જે જોઇએ તે માલ મગાવો. ૪
સોના રૂપાના ઘાટ ઘડાવો,
વાજાં વિલાયતી વજડાવો;
ભલા એદલજી ભાઇ જે છે,
આસીસ્ટંટ કલેકટર એ છે. ૫
સારે અવસરે જો તેઓ આવે,
બંદોબસ્ત તે સારો રખાવે;
વીવા જોવા સાણંદ મોઝાર,
લોક મળશે હજારો હજાર. ૬
બહુ સારો કરો બંદોબસ્ત,
જેથી જન સુખ પામે સમસ્ત;
એવી સાંભળી માતાની વાણી,
કારભારીએ ઉર માંહી આણી. ૭
લખી કંકોતરી ઠામો ઠામ,

તેનાં નામ સંભારી તમામ;
ચોખી ચૈત્ર વદી ચોથ જ્યારે.
ખુશીથી ખાંડુ મોકલ્યું ત્યારે. ૮

રાગ ૧ લો.

કુંદનપુર વીવા રચ્યો. એ રાગ.

વૈશાખ સુદી ત્રીજને દીને,
ચોખો જાણીને ચંદર વાર;
માંડવાનું મહુરત કર્યું,
સહુને આનંદ ઉપજ્યો અપાર. ૧
શોભા મંડપની શી કહું,
જાણે ઈંદ્રાપુરી બની એહ;
ઝુમર તખતા હાંડીઓ,
માંડી જોવા લાયક બહુ જેહ. ૨
રાતે ભલું ફુલેકું ફરે,
તેની જુગતી વરણવી ન જાય;
સુંદર સજી શણગારને,
વરઘોડે ચઢે વરરાય. ૩
શોભા શી કહું ફુલવાડીની,
જાણે બન્યો છે સુંદર બાગ;
આતસબાજી અતી ભલી,

બની રંગ બેરંગી અથાગ. ૪
ચારઠ બગીઓ બહુ ભલી,
એક મોટો મનોહર પાટ;
સાજન બેઠા શોભતા,
જોતાં ઠીક દીસે છે ઠાઠ. ૫
ભેર ભુંગળ શરણાઇઓ,
વાજે પડઘમ ત્રાંસાં અપાર;
જેમ મયુર ટૌકા કરે,
તેમ બોલે ભલા છડીદાર. ૬
શેહેર ભલું શણગારીઉં,
ધર્યા વાવટા ઠામો ઠામ;
સ્વર્ગપુરી સમ શોભતું,
દીસે સાણંદ સુંદર ગામ.
વરઘોડા વિશે શોભતા,
ઘણા અલબેલા અસ્વાર;
સારા પોલીસના સીપાઇઓ,
બંદોબસ્ત કરે ઠારોઠાર. ૭
સુરતને મુંબઇ તણા,
કઇક શોભે જનો નામદાર;
નામ લખું જો તેહનાં,
લખતાં ન આવે પાર. ૮

## રાગ ૨ જો.

કંઈક રાજાને કંઇક પ્રધાનરે,
શોભે સુંદર દેવ સમાનરે;
મૃગાનેણી નારી ગીત ગાયરે,
સ્વર કોકીલા સરખા જણાયરે. ૧
જોવા વરઘોડાની શોભા સારીરે,
વીશ ગાઉથી આવ્યાં નરનારીરે;
જથે જથે મળી જોવા જાયરે,
જન મારગમાં ન સમાયરે. ૨
કંઇક છાપરે ને કંઇક હેઠારે,
કંઇક ઝાડ ઉપર ચઢી બેઠારે;
માંહોમાંહી બોલે વાણી મીઠીરે,
આવી શોભા તો કદિએ ન દીઠીરે. ૩
શોભા જેણે ન જોઇ આ વારરે,
તેનો એળે ગયો અવતારરે;
ચાર ફુલેકાં ચઢીઆં એ રીતેરે,
તે તો સાંભરશે સૌને ચિતેરે. ૪
આવ્યા માગણ લોક અપારરે,
થાય ગણતરી હજારો હજારરે;
માતા મંત્રીને કહેછે વચનરે,

સાને ભાવતાં દેજો ભોજનરે. ૫
નહી કોઇને કરશો નિરાશરે,
સૌના અંતરની પુરો આશરે;
આજ સોનાનો સૂરજ ઉગ્યોરે.
મારા હૈડાનો હરખ તે પુગ્યોરે, ૬
કરો મેમાનની બરદાસરે,
તેમાં કાંઇ ન રાખો કચ્ચાશરે;
જેજે માગે તે આપજો આણીરે,
દુધ આપજો માગે જ્યાં પાણીરે. ૭
આજ્ઞા મંત્રીએ માથે ચઢાવીરે,
સાની સરભરા સારી કરાવીરે;
ભૂખ્યો અનારથીને ભાળ્યોરે,
પાછો કોઇને નિરાશ ન વાળ્યોરે. ૮

## રાગ ત્રીજો.

લઇને કાગળ વિપ્ર સિધાવ્યો. એ રાગ.

શુભ પંચમીનો દીન જોઈ,
રાજ કુંવરને દીધી જનોઈ;
સુદી નવમી તણો દિન આવ્યો,
સૌને હરખ ઘણો ઉપજાવ્યો. ૧
ખાંડું કન્યા સહીત શુભ આવ્યું,

રાતે રૂડું સામૈયું કરાવ્યું;
રૂડા રણમલસીંહજી રાય,
સજી અસ્વારી સનમુખ જાય. ૨

વાજાં વિવિધ પ્રકારનાં વાજે,
તેથી અવનીને આકાશ ગાજે;
થાય બંદુકના બહુ બહાર,
જોવા ઉલટયાં ઘણાં નરનાર. ૩

કર્યું સામૈયું રાજ્યની રીતે,
પછી પુરમાં પધારીયા પ્રીતે;
રાય પરણ્યા કુળાચાર કરી,
મન હરખ્યાં મંગળ ફેરા ફરી. ૪

સુવાસણીઓ ત્યાં સૌભાગ્ય દે છે,
જોડું જીવો ઘણું એમ કહે છે;
જોડ સુરજ રંનાદેના જેવી,
જોડ શીવને પારવતીની એવી. ૫

જોડ બ્રહ્મા સાવિત્રીની છાજે,
રમા વિષ્નુની જોડ બિરાજે;
જેવી જોડ છે ઇંદ્ર ઇંદ્રાણી,
જીવો તેમ આ રાજાને રાણી. ૬

સુખ પામજો તેના સમાન,

વળી સાંપડો સારાં સંતાન;
વિપ્ર વેદિયા આશિષ આપે,
સુખ પામો પ્રભુને પ્રતાપે. ૭
દિધાં દ્વિજને અતિ ઘણાં દાન,
ગાય ગુણીજન કીર્ત્તીનું ગાન;
કુળદેવને કિધો પ્રણામ,
આપે આશીષ લોક તમામ. ૮

રાગ ૧ લો.

કુંદનપુર વીવા રચ્યો. એ રાગ.

માતાજીને પગે લાગીઆ,
માએ આપી આશીષ અનુપ;
કુંવરજી ઘણું જીવજો,
પ્રજા પાળજો થઈ ભડભૂપ. ૧
માગણ ચારણ ભાટને,
દીધી દશમને દીન દાત,
બબે રૂપૈઆ આપીઆ,
થઇ વિશ્વમાં વાત વિખ્યાત. ૨
ઘોડા શેલાં અને પાઘડી,
કડાં વેઢ વીંટી સરપાવ,
આપ્યાં ચારણ અને ભાટને,

જેણે ભાખ્યા ભલા ભલા ભાવ. ૩
નિશાળીઆને નિશાળમાં,
આપ્યાં ઉત્તમ રીતે ઇનામ;
સૌથી સરસ તો તે થયું,
ઘણું વખાણવા જોગ કામ. ૪
વિદ્યાની વૃદ્ધી ચ્હાય છે,
મન માંહી રૂપાળી બા માય.
પ્રજા ઉપર બહુ પ્રેમ છે,
આવાં કામથી એહ જણાય. ૫
ઈનામ અમદાવાદમાં,
લેડી રેના હસ્તક જેહ;
કન્યાશાળામાં આપ્યાં હતાં,
વાત વિખ્યાત છે ઘણી એહ. ૬
ધન્ય રૂપાળીબા માયને,
કોડે પરણાવ્યો રાજકુમાર;
અનગળ નાણું વાપર્યું,
થયો જગતમાં જયજયકાર. ૭
વરકન્યા જીવો ઘણું,
કરો સારાં પ્રજા હીત કામ;
દીન દીન થજો ચઢતી કળા,
દે છે આશીષ દલપતરામ. ૮

# रा. काळीदास देवकरणनी कविता.

## મનહર છંદ.

બાઈશ્રી રૂપાળી બાઇ, સાણંદનાં રાજમાતા,
કુશળ સદા રહો આ, રાજતણી ઉપરે;
શૂર ધરી શત્રુઓથી, જીતી રૂડો રાજ ગાદી,
અરીઓ હરાવી નાંખ્યા, સીંહ કેશરી પરે;
ધોળરાય ભૂપતનાં, બેટી માત રૂપાળીબા,
વીર સીંહ કેશરીજી, તણાં બેની છો ખરે;
જેવા ભાઇતણા ગુણ, તેવા આપ માંહી પેખ્યા,
વર્ણન નિચેનું જોયું, કાળીદાસે નજરે. ૧
રાજા રણમલ સીંહ. સાનંદકો ભડ ભૂપ,
છત્રપતી રાજ આજ, સૂરપતો છાયો હે;
માતુ શ્રી રૂપાળી બાઇ, રાજ કરેહે સવાઇ,
શાદી રણમલ કેરી, કરી જશ પાયો હે;
વય ઓગનીશ કેરી, વરશ માંહીજ પ્રીતે,
કોટડા સાંગાની કેરી, રાજ પુત્રી લાયો હે;
ચેત્ર દુજા વદી ચોથ, શૂભ ગણી રાજમાતા,
લગન કેરા ખાંડા પ્રીતે, કોટડે પઠાયો હે. ૨
અક્ષય ત્રતીયા દિન, શોમવાર ઉર ધરી,

મંડપ વિશાળ બડો, પ્રીતસેં બનાયો હે;
પંચમી કો દિન રૂડો, બૈશાખ માસ કેરો,
ઉપવીત દેકે ત.કો બહુઓ દોડાયો હે;
અવર ભૂપાલ તેડે, કંકોતરી લખી પ્રીતે,
ભૂપ હરીસીંહ જેહ, ધ્રોળ કેરો આયો હે.
દોલતસીંહજી અને, સામત સીંહજી રૂડા;
સૂત હરીભા કા જેહ, પ્રીતસેં તેડાયા હે. ૩
ઉતેળીયા દરબાર, સૂરશીંહ અતી રૂડા,
હોંશ ધરી મેઘાભાઇ, સાથ તેહ આયો હે;
મહારાજગર રૂડા, ભાવનગર કે બાશી,
પાલીતાના કેરો શીંહ, સરદાર આયો હે;
અન્ય રજવાડા કેરા, સજ્જનો આયા હે પ્રીતે,
ઉનકી બિગત સહુ, નિચે દીખલાયો હે;
ભાવનગ્ર પાલીતાના, વઢવાન ધ્રાંગધરા,
સાયલા નગર જામ, બોરૂ ગેડી આયો હે. ૪
રાજનગર કે શેઠ, શાહુકાર મીલ આયે,
મયાભાઇ, મણીભાઇ, પ્રેમાભાઇ જાયો હે;
શેઠ જયશીંહભાઇ, ઉનકો કુટુંબ લેઈ,
મૂલચંદભાઇ સાથ, મગનભાઇ લાયો હે;
વાડીભાઇ, તારાભાઇ, ઝવેરી જે અતી રૂડા,

દોલાભાઇ કેરી ગાદી, ઉપરે ધરાયો હે;
રાય કેરી સાદી પર, કુટુંબ કબીલો લોકે,
હોંશ ધરી મન માંહી; પ્રીતસેં તે આયો હે. ૫
ગાંગડના જસુભાનાં રાણીનીજ સાજ સાથે,
હોંશ ધરી આવ્યાં પોતે, લગ્ન તણા કાજમાં;
પનારના ઠાકોર તો, પોતાના માણુસ સાથે,
વિવા માણવાને આવ્યા, સાણંદના રાજમાં;
એહ રીતે આવ્યા ઘણા, રજવાડા પ્રીત ધરી,
કંઇ રજવાડા કેરા, માણુસો રીવાજમાં;
સાણંદ આણંદ ભર્યું, આમ તેમ લાગે જોતાં,
ક્ષત્રી કેરી રીતભાત, કરે આ સમાજમાં. ૬
માસ બૈશાખ કેરી, નોમ રવીવાર દીન,
ખાંડા કો સામૈયો તેંને, પ્રીતસેં કરાયો હે;
સાનંદકી શોભા રૂડી, ઇંદ્રપુરી સમ બની,
માગન ચારન ભાટ, બહુત ભરાયો હે,
તાયફા ગવૈયા મીર, ભાંડ રાયદંડ ઔર
ફકીર અમીર સબ, ઉર હર્ષ આયો હે,
ગાનતાન બોત હોત, રાગ રંગ બાજાં કેરા,
શરનાઇ નાદ રૂડો, અતીહી સુનાયો હે. ૭
બાઇ કેરી હોંશ થકી, ખર્ચ કરે અગનીત,
કારભારી લોક મીલી, જગજશ આયો હે,

ઉમાભાઈ કારભારી, રાજનગર કે બાસી,
વળી દેવકર્નભાઇ, આનંદ બઢાયો હે;
રાજન કે સબી જન, ઉલટ ધરત મન,
કરી હોંશ ધરી પ્રીતે, કામતો સુધાર્યા હે,
મહારાજ રનમલ, કેરી શુભ શાદી કેરો,
બરનન બીગતસેં, કાલીદાસે ગાયો હે. ૮

## રોળાછંદ.

## અંતરલાપીકા.

બાઇ તુજ ધન્ય ધન્ય, રહો સુખી આ જગમાં;
ઈચ્છા પૂરી કરી, ન રાખી ખામી કોમાં. ૧
શ્રી સાણંદે વાસ, મહારાણાની સાથે.
રૂપૈયા બે લાખ, લઇ ખર્ચ્યાનીજ હાથે. ૨
પાર ન પામે કોઇ, સીહ પેરે દીલ દાખ્યું;
લીધો જશ આવાર, હજારોનું મન રાખ્યું. ૩
બાકી નવ રહી કશી, જીત સહુ જગમાં જામી;
સાધો સારાં કાજ; થાઓ સુજસના સ્વામી. ૪
નંદ કુંવર મે'રથી, રાયનો વિવા કિધો;
દઇ ઘણેરાં દાન, સુજશ તેં માતા લીધો. ૫
નીરૂધમી નહી કોઇ, જનો સહુ ધંધે લાગ્યા,

રાજમાત પરતાપ, સહુ સંતોશી ભાસ્યા. ૬
જય મેળવીઓ માત; વાર કાંઇ નવ લાગી,
માગું પ્રભુની પાસ, ઘરા દુખ નાખો ભાગી. ૭
તારી સ્તુતી કરૂં, જોડ આ સુખ બહુ પામો.
રણમલશીંહ બાહાદુર, તણાં તો દુખ સહુ વામો. ૮
રાણી પરમ પવિત્ર, અને રણમલશીંહ રાણા;
પૂર સાણંદ ભૂપાળ, જેહ છે અતિશે શાણા. ૯
તેહ તણી તું જોડ, પ્રભુ અતિ સુખમાં રાખે,
કાળીદાસ હમેશ, જોડી કર તુજને ભાખે. ૧૦

## ગઢવી રવીરાજની કવિતા.

પીતા જેનો ભુપત સવાઇ જદુવંશી રાય,
માતુનાની બાઈ ધર્મ મુર્ત્તિ કહેવાઇ છે;
મામાશ્રી પ્રતાપસીંહ, પુરણ પ્રતાપ જેનો;
ત્રણે પખાં ઉજાલીયાં, કીરતી ગવાઇ છે;
બંધુ જેનો કેશરી કરણ તણો અવતાર,
એવાંજ ઉદાર દાન દેવામાં સવાઇ છે;
કહે રવીરાજ રહો અંબાજી સહાય સદા,
રૂપાળી બા જેવાં એક રૂપાળીબા બાઇ છે. ૧
પુત્ર રણમલનું લગન કર્યું પોરસથી,
બલી રાજા જગનને તુલ્ય લોકે ભાખ્યું છે;

દેદેકાર અન તણો નાકાર ન ભાખ્યો જરા,
જેજેકાર કવી ગુણી દાન પામી દાખ્યું છે;
દીલ દરીઆવ જેવું જોઇને દબાઇ ગયા,
ભુપો શરમાઇ ગયા નિચું મુખ નાખ્યું છે;
કહે રવીરાજ કલી કાલમાં વિવા કરી,
રૂપાલીબા બાયે નામ જુગો જુગ રાખ્યું છે. ૨

## હિંદુસ્તાની કવિત.

અમિત ઉછાહ તેં કુમાર રનમાલ જુકી,
શાદી કરી વાહવાહ જગમેં બડે બખાન;
લાખન લુટાયે દાનપાયે કવિલોક સબેં,
બોલત આશીષ બેન ખાનપાન નમાન;
કહે રવિરાજ નવ ખંડન મેં ભયોનામ.
ઠામઠામ ગામગામ જાનત સબેંહી જહાન,
કોઇ કહે ભૂપ ભાઇ હોઇ તો ભલાઈ કરે,
રૂપાલીબા બાઇપેં હજાર ભાઇ કુરબાન. ૩

## હિંદુસ્તાની સવૈયો.

જ્યૌં મનીકૌસ્તુભ તેજ પ્રકાશીત,
શ્રી અવનિપર એક સુહાઇ;
જ્યૌં સુરરાજ સબેં સુરમેં એક,
જ્યૌં સતિમેં સતિ સીત કહાઇ;

જ્યાં રવિરાજ સુગાયન કે મધ્ય,
કામ દ્રુગા શુભ નામ સવાઈ;
બાઇમેં એકહી બાઇ બનાઈ હે,
ભાઇ મેં ઠોરહી ઠોર ભવાઇ. ૪

## અલુગઢવીનું કરેલુ.

### ગીત.

મહીમા તેં તખત વધાર્યો માજી.
રાજી હુવા ત્રીભુવનરાય,
આણંદ દેશ સોનમે શોભા,
આણંદ થયા ઘરો ઘર આય, ૧
તારે વશવશ રે, જે કાર વંચાયો,
પરશીધ સુજશ વડમ આણપાર,
સમરથ દોલત રાજ સવાયો,
વરતે વખત જાળંધર વાર. ૨
પીયર ધ્રોળ ઉજાળ્યો પ્રાક્રમ,
કરમ સીકંદર ઘાટ કીયા.
દોમ સાહીબી બની દધી શર,
થાનક અંબીકા ઘાટ થયા. ૩
પીતા ભુપતશીંગ વડમ પ્રથી પત,
મામો પાતલ ગોહળ મુશાળ,

ભગવતશંગ ભરથાર સમો બ્રહ્મ,
વડહત ત્રહુંં પખાં અજવાળ. ૪
અડસઠ બુધી દધી જમ ઓપે,
હુંકા નવે નધ વૃધી લહો,
સમરથ રાણીઆં શરે શરોમણ,
રૂપાળીબા અમર રહો. ૫

## જાલુમીરનું કેહેલુ ગીત.

ત્રહુંં પખારી ઉજાલ બાઈ હેમરી શતારે તોલે,
બુધેરી પ્રકાશ માત જામ જાદી બેશ,
મીઢનકો દુજી રાણી ભાવાણારા ઘર માંહે,
દુજા રાજ લોક જોયા. ઘણા દશા દેશ. ૧
ઇંડર આબેર કોટ, કનોજ જોધાણા આખા,
બીકાનેરાં હળવદાં નકો એશી બાઇ;
આતો પ્રગટી ભવાળ લીલ શત્રુવાં સમુળાં કાઢે,
ભડાંરી કમાડ જાદા ભુપતરી જાઇ. ૨
અકલરી ઝાઝ માત લાજરા બરદ ઓપે,
કાજરી સકાજ રાણી રૂપાલી કહાય;
કીયા રાજ તણા ઠાઠ અસીદનો દન ચઢે કળા,
અરે સદારાજ કરો બાપ દાદારી સવાય. ૩

---